ઉચિત છે. બોલતાં પહેલાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને લાભાલાભનો ખાસ વિચાર કરવો; કારણ કે બોલવાથી ઘણું બગાડ્યું છે. કોઇની સાથે વિવાદમાં ઉતરવું નહીં, તેમ જાતે અન્ય ધર્મીઓની સાથે ચર્ચાની ઉદીરણા કરવી નહીં ધર્મોન્નતિના કારણે પ્રતિપક્ષી સરળ અને જિજ્ઞાસુ હોય તે શાન્તિથી, યુક્તિથી અને પ્રમાણપુરઃસર પોતાના જ્ઞાનના પ્રમાણમાં ધર્મચર્ચા કરવી. સામા પક્ષને તોડવા ખાતર ખોટી યુક્તિઓ કરવી નહીં. સામા પક્ષની જેટલી બાબતો અબાધિત હોય તેને ખુશીથી ગ્રહણ કરવી. ધર્મનીતિને નામે કે સમાજ સુધારણાને નામે વાગ્યુદ્ધોના અખાડામાં ઉતરવું નહીં. વચનની ટેક દૃઢ રાખવી. શબ્દમાં કદાચ વિરુદ્ધતા આવતી હોય પણ આશયમાં વિરુદ્ધતા ન હોય તો કદાગ્રહ કરવો નહીં. શબ્દભેદમાં આશયભેદ માનવા જેવી એકાએક ભૂલ કરવી નહીં. રાજકથા, સ્ત્રીકથા, આહારકથા અને દેશકથા—એ ચાર વિકથા શ્રાવકે વર્જવી. ખોટી સાક્ષી પૂરવી નહીં રુઆબથી કે બળવાનથી ક્ષોભ પામી ખોટી બાબતમાં હાએ હા કે નાએ ના ભણવી નહીં, રાજ્યવિરુદ્ધ, સમુદાયવિરુદ્ધ, નીતિવિરુદ્ધ, ધર્મવિરુદ્ધ અને વ્યવહારવિરુદ્ધ કાંઇ પણ બોલવું કે કરવું નહીં.

૭

અલ્પારંભવાળી અને ન્યાયધર્મને અનુસરતી આજીવિકા વૃત્તિ કરવી. લોભ અને પરિગ્રહની બહુ વિચાર કરીને હદ બાંધવી. કમાણીનો અમુક હીસ્સો ઉત્તમ કામ માટે નિર્માણ કરી નિર્મિત માર્ગે તેનો વ્યય કરવો. નિશ્ચિન્તપણે ધર્મસાધન, તીર્થાટન વિગેરે થઇ શકે તેને માટે પોતાની શક્તિનો યોગ્ય ઉપયોગ કરવો અને બહુ ઉઘરાણી કરવી ન પડે તેવી રીતે વ્યાપાર કરવો. લેવડદેવડમાં ગમે તેવા સંબંધી સાથે પણ પહેલેથી જ પ્રમાણિ

પણાનો ધંધો કદી પણ કરવો નહીં. જિંદગીનું વેચાણ કરવું નહિ
જ્યાં સુધી બને ત્યાં સુધી ગમે તેટલા લાભને ખાતર પ
નોકરી કરવી નહીં, નિરૂપાયે કરવી પડે તો મૂર્ખ, એક
કૃતઘ્ની, શઠ, અપ્રમાણિક, ક્રોધી અને મિથ્યાભિમાની શેઠ
નોકરી તો કદી પણ કરવી નહીં અને એવાની આગેવાની નીચે પ
નોકરી કરવી નહીં, જેમ બને તેમ થોડો પણ સ્વતંત્ર ધંધો કરં

શેઠાઇ, અમલદારી અને મ્હોટાઇ મળે તો ખુશામત
'ખાં' ન બનવું. 'ખોટો દમામ અને દોર ન વા
રવો.' મિથ્યાભિમાનમાં અંધ ન બનવું. પરના ભલ
માટે યથાશક્તિ ત્રિકરણ યોગે સહાયક થવું. પોતા
બધી મિલક્ત વ્યાપારમાં રોકવી નહીં, પણ ઓછા
ઓછો ત્રીજો ભાગ તો પોતાના ઘરમાં સીલીકે અવશ્ય રાખ
માલ ગીરો મૂકી વ્યાજ ચઢાવવા કરતાં માલને વેચીને ના
કરવાં એ વધારે સારું છે. કોઇની થાપણ રાખવી નહી અ
તમારી થાપણ કોઇને ત્યાં મૂકવી નહીં. જરૂર પડે તો પ્રમાણિ
ગૃહસ્થને ત્યાં લાયક સાક્ષીઓ રાખી, સામાની સહી લઇ કા
દાને યોગ્ય ચોક્કસ ચોખવટ કરીને જ બીજાને ત્યાં થાપણ મૂક

અભક્ષ્ય, ઝેર, લોહ, દાંત, ચામડું, શસ્ત્ર, કેશ અને ચો
(સ્નિગ્ધ) વસ્તુઓનો વ્યાપાર બને ત્યાં સુધી કરવો નહીં.
ચાલે ત્યારે છેવટે ગમે તે વસ્તુનો વ્યાપાર કે કોઇની સેવા બજાવ
પેટ ભરવુ, પણ યાચવુ નહીં. ઉડાઉપણામાં, અતિ સુખશીલપણા
કે લોકની કીર્તિમાં નિરર્થક નાણાનો વ્યય કરવો નહિ. સન્મા
કુટુંબી કે આશ્રયી જનોના પોષણાર્થે શક્તિના પ્રમાણમાં ઉદારતા
ખર્ચ કરવો. આવકથી ખર્ચ ઓછો રાખવો. વેષ અને દેખ
પોતાની શક્તિ તથા આબરુને યોગ્ય રાખવો. ઉદ્ભટ વે
રાખવો નહીં; તેમજ કંજુસાઇથી ચીંથરેહાલ રહેવું નહ

સજ્જનો સાથે ધર્મચર્ચા કરવી. સારૂં વાંચેલું સાંભળેલું
પુનઃ પુનઃ વિચારવું. પોતાની ખામીઓ કમી થાય
તેમ કરવું. નિદ્રા, પ્રમાદ કે આળસ માટે નહીં પણ નિવૃત્તિ
માટે જરૂર પૂરતી લેવી; ચાર શરણ, સર્વ જીવો સાં
ખામણાં વિગેરે વિધિ કરીને પછી શયન કરવું

૯

બ્રહ્મચર્ય—શીલ અને આચારમાં ત્રિકરણ યોગે મર્યા
જાળવવી શ્રૃંગારની વાર્તા, વાંચન અને પરિચય કમી કરવે
પરસ્ત્રીસંગનો અને સૃષ્ટિવિરુદ્ધ વર્તનનો સદાને માટે ત્યા
કરવો સ્વસ્ત્રી પરત્વે પણ ઉદીરણા કરીને નહીં પરંતુ સ્વાભાવિ
ઉદય વખતે વિષયવિપાકને વિચારીને ન છૂટકે જયણા રાખવ
મનપરિચારણા, વચનપરિચારણા, સ્પર્શપરિચારણા અ
રૂપપરિચારણા પણ જ્ઞાની પુરુષોએ વિષયમાં ગણાવેલ છે
માટે જેમ બને તેમ તે ચારથી દૂર રહેવાય તેમ કરવું. જેથ
પાંચમા કાયપરિચારણાના વિષયની ભીતિ રહેશે નહી. જે
બને તેમ તે વિષય અને વિષયીનો પ્રસંગ કમી કરવો. શરીરને
મુખ્ય રાજા વીર્ય અને પ્રધાન રૂધિર છે. યોગ્ય રીતિથી
બંનેના સંચય અને રક્ષણ માટે બહુ કાળજી રાખવી. શક્તિનો
અને શૌર્યનો ખરો આધાર તેના પર રહેલો છે. શરીરનુ સૌંદર્ય
પ્રતાપ અને તેજ વીર્યના રક્ષણથી બરાબર ટકી રહે છે અપક્વ
ઉમ્મરે વિવાહિત ન થવું. પોતાથી મ્હોટી સ્ત્રી સાથે વિવાહ
કરવો. પોતાના બળાબળનો પુખ્ત વિચાર કરવો શ્વાનવૃત્તિ
રાખવી નહીં મરદાઈનું લક્ષણ વીર્યનો ક્ષય કરવામાં નહીં પણ
તેનું રક્ષણ કરવામાં છે સર્વ ધર્મમાં બ્રહ્મચર્યને પ્રધાન માન-
વામાં આવ્યું છે. મહાન્ પુરુષોની અલૌકિક શક્તિનો વિકાસ

૨. અન્ય જીવોનું હિત-શ્રેય-કલ્યાણ થાય એવી અંતરમાં લાગણી રાખવી તે મૈત્રી, અન્ય જીવોના દુઃખનો અંત આવે એવી ઊંડી લાગણીથી યથાશક્તિ યત્ન કરવો તે કરુણા, અન્ય જીવોની સુખ-સમૃદ્ધિ અથવા ગુણ-ગૌરવ દેખી દિલમાં પ્રમુદિત ( ગદ્ગદ્ ) થવું તે મુદિતા અને અન્ય જીવોના ( અત્યંત કઠોરતા, નિર્દયતા, ઇર્ષ્યાં, નિંદા પ્રમુખ ) અનિવાર્ય દોષો તરફ ઉપેક્ષા કરી તેમના ઉપર રાગદ્વેષ નહિ લાવતાં, તેમને કર્મવશવર્તી જાણી સમભાવે રહેવું તે ઉપેક્ષા ભાવના છે.

सर्वेऽपि सन्तु सुखिनः, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चित् पापमाचरेत् ॥

સર્વ કોઈ સુખી થાઓ ! સર્વકોઇ રોગ-આ રહિત થાઓ ! સર્વ કોઇ કલ્યાણ પામો અને પા ચરણ મ કરો !



# શ્રાવક ગુણ વર્ણન

આ અનાદિ અનંત સંસારસમુદ્રમાં ભ્રમણ કરનાર જીવોને પ્રથમ મનુષ્ય જન્મ, આર્ય દેશ, ઉત્તમ કુળ, જાતિ સ્વરૂપ આયુ પંચેંદ્રિયાદિ સામગ્રી સંયુક્ત મળવું દુર્લભ છે તેમાં અનર્થનો હરનાર સદ્ધર્મ પામવો અતિ દુર્લભ છે જેમ પુણ્યહીન પુરુષને ચિંતામણિ રત્ન પ્રાપ્ત થવું મુશ્કેલ છે તેમ એકવીશ ગુણે કરી રહિત જીવોને સર્વજ્ઞપ્રરૂપિત સદ્ધર્મ મળવો દુર્લભ છે તેથી ભવ્ય જીવોને પોતાનામાં ધર્મી થવાની યોગ્યતા ઉત્પન્ન કરવાની જરૂર છે જો પ્રથમ યોગ્યતા ઉત્પન્ન કરે તો ધર્મની પ્રાપ્તિ પણ થઇ શકતી નથી જેમ અયોગ્ય ભૂમિમાં બીજ વાવવાથી નિષ્ફળતા થાય છે, તેમજ પાયો મજબૂત કર્યા વિના કોઇ પુરુષ મહેલ બનાવવા માગે તો તે મહેલ બરાબર સ્થિત રહી શકતો નથી તેમ યોગ્યતા વિના શ્રાવક કે મુનિધર્મની પ્રાપ્તિ થતી નથી.

જેમ ચિંતામણિ રત્ન ભાગ્યહીન જીવોને મળવું મુશ્કેલ છે તેમ અક્ષુદ્રતાદિક ઉત્તમ ગુણ રહિત જનોને પણ ધર્મરત્ન મળવું મુશ્કેલ જ છે

અક્ષુદ્રતાદિક એકવીશ ગુણોવડે યુક્ત જીવને જિનમતમાં ધર્મરત્નને યોગ્ય કહેલો છે માટે તે ગુણોને ઉપાર્જવા ધર્માભિલાષી જનોએ જરૂર યત્ન કરવો ઘટે છે ઉક્ત વાતનું સમર્થન કરતાં હવા શ્રીમદ્ યશોવિજયજી મહારાજ આ પ્રમાણે કહે છે –

"एकवीस गुण परिणमे, जास चित्त नित्यमेव
धर्मरत्नकी योग्यता, तास कहे तुं देव." १.

ઉક્ત એકવીશ ગુણો આ પ્રમાણે—

क्षुद्र नहि वली रूपनिधि, सौम्य जनप्रिय धन्न;
क्रूर नहि भीरु वळी, अशठ सुदक्खिन्न.
लज्जालुओ दयालुओ, सोमदिट्ठि मज्झथ्य;
गुणरागी सतकथ्य सु-पक्ख दीर्घदर्शी अथ्य.
विशेषज्ञ वृद्धानुगत, विनयवंत कृतजाण;
परहितकारी लब्धलक्ष, एम एकवीश प्रमाण.

ગુણ ગુણીનો કથંચિત્ અભેદ સંબંધ હોવાથી જ ગુણને બદલે ગુણીનું નિરૂપણ કર્યું છે અર્થાત્ ધર્મરત્નને એવા ગુણી થવું જ જોઇએ કેવા ગુણી થવું જોઇએ ? તેનું મુજબ પ્રથમ સંક્ષિપ્ત વર્ણન કરીને પછી કંઇક તે સં વિશેષ વર્ણન કરવાને બનતો પ્રયત્ન કરશું.

૧. ક્ષુદ્ર નહિં—અક્ષુદ્ર, ગંભીર આશયવાળો, સૂક્ષ્મ વસ્તુતત્ત્વનો વિચાર કરવાની શક્તિ ધરાવનાર સમર્થ જીવ ધર્મરત્નને પામી શકે.

૨ રૂપનિધિ—પ્રશસ્ત રૂપવાળો, પાંચે ઇંદ્રિયો જેને રીતે પ્રાપ્ત થયેલ હોય એવો અર્થાત શરીર સબંધી રૂ આકૃતિને ધારણ કરનાર આત્મા.

૩. સૌમ્ય—સ્વભાવે જ પાપ-દોષ રહિત, શીતળ સ્વભ વાળો આત્મા.

૪ જનપ્રિય—સદા સદાચારને સેવનાર લોકપ્રિય આત્મા

૫ ક્રૂર નહિ—ક્રૂરતા યા નિષ્ઠુરતાવડે જેનુ મન મલિન થયુ નથી એવો અક્લિષ્ટ યાને પ્રસન્ન ચિત્તયુક્ત શાંત આત્મા

૬ ભીરુ—આ લોક સબંધી તથા પરલોક સબંધી અપાય થી ડરવાવાળો અર્થાત્ અપવાદભીરુ તેમજ પાપભીરુ હોવાથી બધી રીતે સભાળીને ચાલનાર ઉભય લોકવિરુદ્ધ કર્મનો પરિહાર કરનાર.

૭ અશઠ—છળપ્રપચવડે પરને પાસમા નાખવાથી ર રહેનાર

૮ સુદક્ષિણ—શુભ દાક્ષિણ્યવત, ઉચિત પ્રાર્થનાનો ભગ નહિ કરવાવાળો સમયોચિતવર્તી, સામાનુ દિલ પ્રસન્ન નાર.

૯ લજ્જાલુઓ—લજ્જાશીલ અકાર્ય વર્જી સત્કાર્યમા જે જોડાઇ શકે એવો મર્યાદશીલ પુરુષ

૧૦ દયાળુઓ—સર્વ કોઇ પ્રાણીવર્ગ ઉપર અનુકપા રાખનાર

૧૧ સોમદિઠ્ઠિ મજ્ઝત્થ—રાગ-દ્વેષ રહિત સૌમ્યદષ્ટિ વાળો અને નિષ્પક્ષપાતપણે વસ્તુતત્ત્વને યથાર્થ રીતે ઓળખી મધ્યસ્થતાથી દોષને દૂર કરનાર

૧૨. ગુણરાગી—સદ્ગુણીનો જ પક્ષ કરનાર ગુણનો જ ક્ષ લેનાર.

૧૩ સત્કથ—એકાત હિતકારી એવી ધર્મકથા જેને ય છે એવા

૧૪. સુપક્ષયુક્ત—સુશીલ અને સાનુકૂળ છે કુટુંબ જે
એવો સારા પક્ષવાળો.

૧૫. દીર્ઘદર્શી—પ્રથમથી સારી રીતે વિચાર કરીને પરિ
ણામે જેમાં લાભ સમાયો હોય એવા શુભ કાર્યનો જ કરવાવાળો

૧૬. વિશેષજ્ઞ—પક્ષપાતરહિતપણે ગુણ દોષ, હિત અહિત
કાર્ય અકાર્ય, ઉચિત અનુચિત, ભક્ષ્ય અભક્ષ્ય, પેય અપે
ગમ્ય અગમ્ય વિગેરે વિશેષ વાતનો જાણ.

૧૭. વૃદ્ધાનુગત—પરિપક્વ બુદ્ધિવાળા અનુભવી પુરુષો
અનુસરીને ચાલનાર, જેમ આવ્યું તેમ ઉચ્છૃંખલપણે ઇચ્
મુજબ કામ કરનાર નહીં.

૧૮. વિનયવંત—ગુણાધિકનું ઉચિત ગૌરવ સાચવન
સુવિનીત.

૧૯. કૃતજ્ઞ—બીજાએ કરેલા ગુણને કદાપિ નહિં વીસ
જનાર કૃતજ્ઞ

૨૦. પરહિતકારી—સ્વતઃ સ્વાર્થ વિના પરોપકાર કરવા
તત્પર, દાક્ષિણ્યતાવંત તો જ્યારે તેને કોઇ પ્રેરણા અથવા પ્રાર્થ
કરે ત્યારે પરોપકાર કરે અને આ તો પોતાના આત્માની
પ્રેરણાથી સ્વકર્તવ્ય સમજીને જ કોઇની કંઇ પણ અપેક્ષા રાખ
વિના જ પરોપકાર કર્યા કરે એવા ઉત્તમ સ્વભાવને સ્વાભાવિ
રીતે ધારણ કરનાર ભવ્ય.

૨૧. લબ્ધલક્ષ—કોઇ પણ કાર્યને સુખે સાધી શકે એ
કાર્યદક્ષ. દરેક હકીકતના રહસ્યને સમજનાર.

હવે ઉપર કહેલા ૨૧ ગુણોનું કંઇક સહેતુક વિશેષ વ્યા
કરવાનો ઉદ્યમ કરવામાં આવે છે.

જેમ શુદ્ધ કરાયેલા વસ્ત્ર ઉપર જ જોઇએ એવો રંગ ચઢી શકે છે, પરંતુ અશુદ્ધ એવા મલિન વસ્ત્ર ઉપર ચઢી શકતો નથી, તેમજ ઉપર કહેલા ગુણોવડે વિશુદ્ધ થયેલા આત્માને જ ધર્મનો રંગ ચઢે છે વળી જેમ ખડબચડી અને પાલીસ કર્યા વિનાની ભીંત ઉપર ચિત્ર ઉઠતું નથી પરંતુ ઘસારીમસારીને સાફ કરેલી સરખી ભીંત ઉપર ચિત્ર જોઇએ એવું આલેખન ઉઠી નીકળે છે તેમ વિચાર કરેલા ગુણોના સંસ્કાર વિનાના અસંસ્કૃત હૃદય ઉપર ધર્મનું ચિત્ર બરાબર પડી શકતું નથી પણ ઉક્ત ગુણોથી સંસ્કારિત હૃદય ઉપર સત્ય ધર્મનું ચિત્ર બરાબર ખીલી ઉઠે છે આમ ગુણોની પ્રાપ્તિદ્વારા ભવ્ય આત્મા સત્ય ધર્મનો ઉત્તમોત્તમ લાભ પામી શકે છે એથી ઉપર કહેલા સદ્ગુણોનો ખાસ અભ્યાસ કરવાની અત્યાવશ્યકતા સ્વતઃ સિદ્ધ થાય છે અને તેથી જ તે ગુણ સંબંધી બની શકે તેટલી સમજ લેવી પણ જરૂરની છે એમાં જ ઘણું ખરું હિત સમાયેલું છે

૧ ક્ષુદ્ર સ્વભાવવાળો મનુષ્ય અગંભીર અને ઉછાછળો હોવાથી ધર્મને સાધી શકતો નથી તે નથી તો કરી શકતો સ્વહિત કે નથી કરી શકતો પરહિત સ્વપરહિત સાધવાની તેનામાં યોગ્યતા જ હોતી નથી તેથી સ્વપરહિત સાધવાને અક્ષુદ્ર સ્વભાવી એવો ગંભીર અને ઠરેલ પ્રકૃતિવાળો મનુષ્ય જ યોગ્ય અને સમર્થ હોઇ શકે છે

૨ હીન અંગોપાંગવાળો નબળા સંઘયણવાળો, તથા ઇંદ્રિયોમાં ખોડખાંપણવાળો સ્વપરહિત સાધવાને અસમર્થ હોવાથી ધર્મને અયોગ્ય કહ્યો છે, કેમકે ધર્મ સાધવામાં તેની ખાસ અપેક્ષા છે તે વિના ધર્મસાધનમાં ઘણી જ અડચણ આવે છે

તેથી સંપૂર્ણ અંગોપાંગવાળો, પાંચે પૂરેપૂરી ઇંદ્રિય પામે
અને ઉત્તમ સંઘયણવાળો, સુંદર આકૃતિવંત પ્રાણી ધર્મને યો
કહ્યો છે એવી શુભ સામગ્રીવાળો જીવ શાસનની શોભા વધા
શકે છે અને સર્વજ્ઞ ભગવાને ભાખેલા ધર્મને સમ્યગ
પાળી શકે છે.

૩. પ્રકૃતિથી જ શાંત સ્વભાવવાળો જીવ પ્રાયઃ પાપકર્મ
પ્રવૃત્તિ કરતો નથી અને સુખે સમાગમ કરી શકાય
ઠંડા સ્વભાવને લીધે અન્ય આકરા જીવોને પણ સમા
કારણ થઇ શકે છે અર્થાત્ આકરી પ્રકૃત્તિવાળા પણ
સ્વભાવવાળા સજ્જનોના સમાગમથી ઠંડી પ્રકૃતિના થઇ
છે; તેથી ઠંડી પ્રકૃતિવાળા પ્રાણી સુખે સ્વપરહિત સાધી શકે છે,
આકરી પ્રકૃતિવાળા તેમ કરવાને અસમર્થ હોવાથી ધર્મ
વાને અયોગ્ય કહ્યા છે.

૪ દાન, વિનય અને નિર્મળ આચારને સેવનાર મ
સર્વજનોને પ્રિય થઇ શકે છે અને તે આ લોકવિરુદ્ધ
પરલોકવિરુદ્ધ કાર્યને સ્વાભાવિક રીતે જ તજનાર
સમ્યગ્દષ્ટિ જીવોને પણ મોક્ષમાર્ગમાં બહુમાન ઉપજા
થઈ પડે છે. સદાચારસેવી લોકપ્રિય પુરુષ પોતાની
રહેણીકરણીથી અન્ય જનોને પણ અનુકરણીય થઇ પ
તેવી રીતે ઇચ્છા મુજબ વર્તી અતડો રહેનાર માણસ કંઇ
વિશેષ સ્વપરહિત સાધી શકતો નથી.

૫ ક્રૂર માણસ ક્લિષ્ટ પરિણામથી પોતાનું જ હિત સ
અશક્ત હોય તો તે પરનું હિત શી રીતે સાધી શકે ? તેથ
ધર્મરત્નને અયોગ્ય સમજવો. સમપરિણામને ધારણ કરનાર
અનુકંપાવાન અક્રૂર આત્મા જ મોક્ષમાર્ગ સાધવાને અધિ
હોઇ શકે છે.

૧૦. દયા એ ધર્મનું મૂળ છે અને દયાને અનુસરીને જ સદનુષ્ઠાન પ્રવર્તે છે એમ જિન-આગમમાં સિદ્ધાંતરૂપે કે છે, તેથી જ સર્વજ્ઞભાષિત સત્ય ધર્મનું યથાર્થ આરાધન વાને દયાળુ હોવાની ખાસ જરૂર છે; અર્થાત્ દયાળુ જ રત્નને યોગ્ય છે. દયાહીન કોઇ રીતે ધર્મને યોગ્ય નથી, તેવા નિર્દય પરિણામવાળાનું સર્વ અનુષ્ઠાન નિષ્ફળ થાય

૧૧. મધ્યસ્થ એટલે પક્ષપાત રહિત એવો સૌમ્યદષ્ટિ રાગ-દ્વેષ દૂર તજીને શાંત ચિત્તથી ધર્મવિચારને યથા સાંભળે છે અને ગુણનો સ્વીકાર તથા દોષનો ત્યાગ કરે છે તે ધર્મને લાયક છે; પરંતુ પક્ષપાતયુક્ત બુદ્ધિવાળો મ અંધશ્રદ્ધાથી વસ્તુતત્ત્વનો યથાસ્થિત વિચાર જ કરી શકતો તોપછી ગુણનો આદર અને દોષનો ત્યાગ તો શી રીતે જ કરી તેથી પક્ષપાત બુદ્ધિથી એકાંત ખેંચતાણ કરી બેસનાર રત્નને યોગ્ય નથી.

૧૨. ગુણરાગી માણસ ગુણવંતનું બહુમાન કરે છે, ણીની ઉપેક્ષા કરે છે, સદ્ગુણનો સંગ્રહ કરે છે અને સં ગુણને સારી રીતે સાચવી રાખે છે. પ્રાપ્ત થયેલા ગુણોને દ કરતો નથી તેથી તે ધર્મને યોગ્ય છે. નિર્ગુણ માણસ તો ગુણવંતને પણ પોતાની જેવા લેખે છે તેથી તે નથી તો તેમની ઉપર રાગ કે નથી કરતો ગુણ ઉપર રાગ; ઊલટો ગુણદ્વેષી હોઇ સદ્ગુણનો પણ અનાદર કરે છે અને આત્મ મલિન કરી નાંખે છે માટે તે ધર્મરત્નને માટે અયોગ્ય છે

૧૩. વિકથા કરવાના અભ્યાસવડે કલુષિત મનવાળો મા વિવેકરત્નને ખોઇ નાખે છે અને ધર્મમાં તો વિવેકની ખાસ છે તેથી ધર્માર્થી માણસે સત્યપ્રિય થવાનો અને સત્ય-

૧૬. વિશેષજ્ઞ ગુણ વસ્તુઓના ગુણદોષને પક્ષપાત રહિ
વિભાગની શકે છે, તેથી પ્રાયઃ તેવા માણસ જ ઉત્તમ ધર્મના
ધારી કહ્યા છે. જે અજ્ઞાનતાને લીધે હિતાહિત, કૃત્યાકૃત્ય, ધર્મ
ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય કે ગુણદોષ સંબંધી બિલકુલ અજ્ઞ
તે ધર્મને અયોગ્ય જ છે; કેમકે જે પોતાનું હિત શું છે
પણ સમજતા નથી તે શી રીતે સ્વહિત સાધી શકશે?
સ્વહિત સાધવાને પણ અસમર્થ હોવાથી પરહિતનું તો
જ શું? તેથી પશુના જેવા અજ્ઞાન અને અવિવેકી
ધર્મને માટે અયોગ્ય છે.

૧૭. પરિપક્વ બુદ્ધિવાળા અર્થાત સદ્વિવેકાદિક ગુ
એવા વૃદ્ધ પુરુષો પાપાચારમાં પ્રવૃત્તિ કરતા જ નથી,
હોવાથી તેવા વૃદ્ધને અનુસરીને ચાલનાર પણ પાપાચારથી
રહે છે; કેમકે જીવોને સોબત પ્રમાણે અસર થાય છે.
છે કે 'જેવી સોબત તેવી અસર' તેવા શિષ્ટ પુરુષોને અ
ચાલનાર ધર્મરત્નને યોગ્ય થાય છે, પરંતુ સ્વચ્છંદે ચ
માણસ કદાપિ ધર્મને યોગ્ય થઇ શકતો નથી; કેમકે તે
ચારથી પ્રાયઃ વિમુખ રહે છે.

૧૮. સમ્યગ્ જ્ઞાન-દર્શનાદિક સર્વ સદ્ગુણોનું મૂળ વિ
અને તે સદ્ગુણવડે જ ખરું સુખ મેળવી શકાય છે
જૈન શાસનમાં વિનયવંત-વિનીતને વખાણ્યો છે. લૌકિક
કહેવાય છે કે 'વનો (વિનય) વેરીને પણ વશ ક
પછી શાસ્ત્રોક્ત નીતિ મુજબ વિનયનો અભ્યાસ કરવામા
તો તેના ફળનું તો કહેવું જ શું? વિનયથી સર્વ ઇષ્ટની
થાય છે, તેથી ઇષ્ટ સુખના અભિલાષી જનોએ અવશ્ય વિ
સેવન કરવું જ જોઇએ અવિનીત માણસ ધર્મનો અ
નથી કેમકે તે તેની અસભ્ય વૃત્તિથી કંઇ પણ સદ્ગુણ
કરી શકતો નથી, અને ઊલટો ઠેકાણે ઠેકાણે કલેશનો ભાગી થ

૧૯ કૃતજ્ઞ પુરુષ ધર્મગુરુને તત્ત્વબુદ્ધિથી પરોપકારી ગણી
ઘું અહુમાન કરે છે તેથી સમ્યગ જ્ઞાન-દર્શનાદિક સદ્ગુ
ની વૃદ્ધિ થાય છે તેથી કૃતજ્ઞ માણસ જ ધર્મરત્નને લાયક
કૃતઘ્ન માણસ ઉપર સામાન્ય ઉપકાર કર્યો હોય તો તેને
તે ભૂલતો નથી તો પછી અસાધારણ ઉપકાર કરનાર ઉપકા
તો તે ભૂલે જ કેમ? કૃતઘ્ન માણસ ઉપકારીએ કરેલા
રને વિસરી જઈ તેનો ઉઠ્ઠો અપવાદ બોલવા તત્પર થઈ
છે દૂધ પાઈને ઉછેરેલા સાપની જેમ કૃતઘ્ન મનુષ્ય નુકસાન
છે માટે તે ધર્મને યોગ્ય નથી

૨૦ ધન્ય, કૃતપુન્ય એવો પરહિતકારી પુરુષ ધર્મનું ખરુ
સારી રીતે સમજી પ્રાપ્ત કરીને નિઃસ્પૃહ ચિત્તવાળો થઇ
ના પૂર્ણ પુરુષાર્થ યોગે અન્ય જનોને પણ સન્માર્ગમા
દે છે અર્થાત્ ધર્મનુ ખરુ રહસ્ય જાણનાર અને નિઃસ્પૃ
પોતાનુ છતુ વીર્ય ફોરવનાર એવા પરહિતકારી પુરુષોની
વિહારી છે તેવા ધન્ય પુરુષો સ્વપરનુ હિત વિશેષે સાધી
તેવા ભાગ્યશાળી ભવ્યો ધર્મને સારી રીતે દીપાવી શકે
તે ધર્મરત્નને અધિક લાયક છે કેવળ સ્વાર્થવૃત્તિ
તેવો સ્વપર ઉપકાર સભવતો નથી તેથી નિઃસ્વાર્થ
ખવાની ખાસ જરૂર છે નિઃસ્વાર્થી જનો પરોપકારને
વાના શુદ્ધ સ્વાર્થથી ભિન્ન સમજતા નથી, અર્થાત્ પરોપકારને
પોતાનુ ખાસ કર્તવ્ય સમજીને કોઇની પ્રેરણા વિના સ્વાભાવિક
રીતે જ એ ગુણને સેવે છે

૨૧ લબ્ધલક્ષ પુરુષ સકળ ધર્મકાર્યને સુખે સમજી શકે
છે અને તે દક્ષ, ચપળ તથા સુખે કેળવી શકાય એવો હોવાથી
થોડા વખતમાં જ સર્વ ઉત્તમ કળામા પારગામી થઇ શકે છે
આવો કાર્યદક્ષ પુરુષ ધર્મરત્નને લાયક હોઇ શકે છે, પરંતુ

મેતાર્ય પાડયું. જુવાન થતાં વણિકની આઠ કન્યા
શ્રેણિક રાજાની પણ એક કન્યા પરણ્યો. બાર વરસ સુધી દે
એવાં સુખ ભોગવી, દેવતાના વચનથી પ્રતિબોધ પામી
મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી. પછી ઘણા દેશમાં વિ
કરતાં એકદા રાજગૃહ નગરમાં સોનીને ઘેર આહાર લેવા આ
સોનીએ શ્રેણિક રાજાને માટે દેવપૂજા સારૂ એક સો આઠ સોનાના
ઘડીને મૂક્યા હતા, તેને સોની આહાર લેવા ઘરમાં ગયો તેટલ
ક્રૌંચ પક્ષી આવી દાણાની ભ્રાંતિથી ખાઇને ભીત ઉપર જઇને બે
પેટમાં ભાર થવાથી ઊડી શકયો નહિ. સોની સાધુને માટે શુદ્ધ આ
લઇ ઘરથી બહાર આવ્યો અને જુવે છે તો ત્યાં સોનાનો
પણ યવ દીઠો નહિ ત્યારે તેણે સાધુને ચોર જ
પૂછયું. 'અહીં જવ પડયા હતા તે કોણ લઇ ગયું ?' ત
સાધુએ વિચાર્યું કે 'ક્રૌંચ પક્ષીએ ખાધા છે' એવું જો
એને કહીશ તો એ મારા વચનથી તે પક્ષીને મારી નાંખ
તેથી પોતે મૌન રહ્યા. સોનીને ક્રોધ ચડ્યો અને લીલી વાધ
મુનિનું માથું વીંટી તેમને તડકે ઊભા રાખ્યા. આની વેદના
મુનિની આંખો નીકળી પડી તેથી ઘણી જ વેદના થઇ,
મનમાં લેશમાત્ર દ્વેષભાવ આણ્યો નહિ. શુકલધ્યાને ચડ
અંતકૃતકેવળી થઇ મોક્ષે ગયા. આ રીતે પ્રાણાંત કષ્ટ પડે
પણ મુનિ મનમાં જીવદયા જ ધારે પણ શરીરની કંઇ પણ દરક
ન કરે–એ સમયિક સામાયિક.

મુનિ કાળધર્મ પામ્યા પછી એક કઠિયારે લાકડાં
ભારો ત્યાં પછાડ્યો, તેમાંથી એક ચીર ઊડીને તીર
જેમ પેલા પક્ષીને વાગી તેથી તેણે જવ વમી નાખ્યા તે જો
સોનીને રાજભય લાગ્યો એટલે તે મુનિવેષ લઇ ચાલી નીકળ્યો

પેટના શૂળથી પીડાતા થકા રાજમાર્ગમાં જ લઘુનીતિ વડી કરી ઉપર ફૂલ ઢાંકી દીધાં. આ રાજમાર્ગે દત્ત પુરોહિતે ચ માંડયું. એટલામાં દત્તના ઘોડાનો પગ તે માળીની વિષ્ટા પડ્યો, તેથી વિષ્ટા ઉછળીને દત્તના મુખમાં પડી. તે વિ સ્વાદથી આચાર્યના વચન ઉપર ચમત્કાર પામતો 'આજે સા દિવસ જ છે કે શું ?' એવું સમજીને પોતે ઘોડા પાછો અ પુર તરફ વાળ્યો. એટલામાં તેના અત્યંત દુરાચારથી પામેલા એવા જે પ્રથમના મહેતા મુત્સદ્દી હતા તેમણે જઇ કું રાજાને બંધીખાનામાંથી બહાર કાઢીને રાજગાદી ઉપર બેસાર અને દત્ત પુરોહિતને છળથી બાંધી લઇ કુંભ રાજાને સોંપી દી રાજાએ તેને કુંભીમાં ઘાલી તેની નીચે અગ્નિ સળગાવી, પા કુતરાને મોકલી તેની કદર્થના કરાવી. આવી રીતે દત્ત મર પામીને નરકે ગયો. કુંભ રાજાએ આચાર્યને ઘણું સન્મા દીધું અને નગરમાં લોકો પ્રશંસા કરવા લાગ્યા. આ રીતે સત્ય વચન ઉપર કાલિકાચાર્યનું દૃષ્ટાંત.

---

### ૪. સમાસ–સામાયિક ઉપર ચિલાતીપુત્રનું દૃષ્

રાજગૃહી નગરીમાં ધનદત્ત નામે વ્યવહારી ( વાણી વસતો હતો. તેને ચાર પુત્ર અને પાંચમી સુસમા ન પુત્રી હતી. તેને ઘેર ચિલાતીપુત્ર નામે દાસ (નોકર) હતે નિત્ય સુસમા પુત્રીને રમાડતો. એમ કરતાં એક દિવસ સુ કન્યાની સાથે તે દાસને દુરાચાર કરતો દેખીને શેઠે ઘરની બહાર કાઢી મૂકયો. ચિલાતીપુત્ર જઇને એક ચે પલ્લીને વિષે રહ્યો. ત્યાં તે પાંચ સો ચોરનો સ્વામી ક એક દિવસ ઘણા ચોરોને સાથે લઇને ચિલાતીપુત્ર રાજ નગરીમાં આવી ધનદત્ત શેઠના ઘરમાં ચોરી કરવા પેઠો :

## ૫. સંક્ષેપ સામાયિક પર દૃષ્ટાંત

વસંતપુરમાં જિતશત્રુ નામે રાજા હતો. તેને એક દિવસ શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા થઇ. ચાર પંડિતોને બોલાવી શાસ્ત્ર સંભળાવવાનું કહ્યું. પંડિતોએ કહ્યું કે 'શાસ્ત્રો અમારી પાસે હાજર છે.' રાજાએ કહ્યું 'તમારી પાસે કેટલા પ્રમાણવાળું શાસ્ત્ર છે?' ત્યારે પંડિતોએ કહ્યું કે-'અમારી ચારની પાસે મળીને ચાર લાખ શ્લોક પ્રમાણ છે.' રાજાએ કહ્યું 'એટલું બધું શાસ્ત્ર સાંભળવાની મને ફુરસદ નથી માટે એકેક પદમાં તેનો સાર સમાવીને મને કહો.' ત્યારે ચારે પંડિતોએ સારભૂત માત્ર ચાર પદનો એક શ્લોક બનાવીને રાજાને કહ્યો, તે આ પ્રમાણે:—

जीर्णभोजनमात्रेयः, कपिलः प्राणिनां दया ।
बृहस्पतिरविश्वासः, पंचालः स्त्रीषु मार्दवम् ॥

અર્થ—આત્રેય એમ કહે છે કે 'જીર્ણ ભોજન એટલે પ્રથમનો કરેલો આહાર પચી જાય ત્યારપછી બીજો આહાર કરવો, એ વૈદક ગ્રંથનો સાર છે.' કપિલ એમ કહે છે કે 'સર્વ જીવની ઉપર દયા રાખવી, એ ધર્મશાસ્ત્રનો પરમાર્થ છે.' બૃહસ્પતિ એમ કહે છે કે 'કોઇનો વિશ્વાસ રાખવો નહિ, એ ન્યાયશાસ્ત્રનો સાર છે.' અને પંચાલ એમ કહે છે કે 'સ્ત્રી જાતિ ઉપર કોમળ સ્વભાવ રાખવો પણ સ્ત્રીનો અંત લેવો નહિ, એ કામશાસ્ત્રનું રહસ્ય છે.'

આમ લૌકિક ચાર પંડિતોના દૃષ્ટાંતથી અક્ષર થોડા છતાં રહસ્ય ઘણું સમજાય એવી રીતે દ્વાદશાંગીનું સારરૂપ તત્ત્વ જાણવું તે સંક્ષેપ-સામાયિક.

## ૬ અનવદ્ય સામાયિક પર ધર્મરુચિનું દૃષ્ટાંત

એક સમયે ધર્મઘોષ આચાર્યના શિષ્ય ધર્મરુચિ નામે સાધુ માસખમણના પારણે નગરમાં આહાર અર્થે ફરતા ફરતા રોહિણી નામે બ્રાહ્મણીને ઘેર આવ્યા. રોહિણીએ કડવી તુંબડીનું શાક કર્યું હતું તેને વિષ સમાન જાણીને ધર્મના દ્વેષથી સાધુને વહોરાવી દીધું. સાધુએ સ્વસ્થાનકે જઈ ગુરુને બતાવ્યું. ગુરુએ ગંધથી જ વિષમય જાણી સાધુને કહ્યું કે એ આહાર નિરવદ્ય સ્થાને જઈને પરઠવી આવો, ત્યારે ધર્મરુચિ સાધુએ પણ નિરવદ્ય સ્થાને જઈને પાત્ર ધરતી પર મૂક્યું તે મુકતા જ તેમાંથી છાંટા બહાર પડ્યા તેની પર કીડીઓ વળગી અને મરણ પામી. આ જાણી પાપથી ભય પામેલા તે મુનિએ સર્વ જીવયોનિને ખમાવી ત્યાં જ બેસી પોતાના શરીરને શોધી નિરવદ્ય સ્થાન જોઈ કરી તુંબડીના શાકનું ભોજન કર્યું. એટલે વખતમાં ઘણું વિષ શરીરમાં પસર્યું તેથી સમાધિમરણ પામી દેવતાપણે ઉપન્યા. આ રીતે નિષ્પાપ-નિરવદ્ય આચરણરૂપ અનવદ્ય-સામાયિક જાણવું.

---

## ૭ પરિજ્ઞા-સામાયિક પર ઈલાપુત્રનું દૃષ્ટાંત

ઇલાવર્ધન નગરમાં ધનદત્ત નામનો શેઠ વસતો હતો તેને ધનવતી નામની સ્ત્રી હતી. બન્નેને ઇલાદેવીની સેવા કરવા એક પુત્ર થયો તે પરથી ઇલા ( ઇલાચી ) પુત્ર તેનું નામ પાડ્યું. એક દિવસ તે નગરમાં નાટકીયા રમવા આવ્યા તેના ટોળામાં એક નટવાની પુત્રી મહાસ્વરૂપવાન હતી તેને જોઈને ર્વજન્મના સ્નેહથી તેની ઉપર ઇલાપુત્ર મોહ પામ્યો. પછી કાળ પોતાને ઘેર આવી તે પોતાના પિતાને કહેવા લાગ્યો કે પિતાજી, મને આ નાટકીયાની પુત્રી પરણાવો, નહિ તો

હું મરણ પામીશ પણ બીજી કન્યાને નહિ પરણું.' પિતાએ કહ્યું-'હે પુત્ર! એ નીચ જાતિ છે. અમે તને ઉત્તમ વ્યવહારીઆની રૂપવંત કન્યા પરણાવશું' આમ ઘણું સમજાવવા છતાં પુત્ર કોઇ રીતે માન્યો નહિ તેથી શેઠે નટ પાસે જઇ તેની પુત્રીનું માગું કર્યું. નટે કહ્યું 'અમારી નાચવાની કળા શીખી તે કળાવડે દ્રવ્ય એકઠું કરી અમારી નાતને જે પોષે તેને અમે અમારી બેટી પરણાવીએ.' આ વાત પિતાએ ઇલાપુત્રને કહેતાં તે પુત્રે અંગીકાર કરી. હઠથી ઘરમાંથી નીકળી, નટોની સાથે જઇ, નટ બની, સર્વકળા શીખી હુશિયાર થયો. પછી કેટલેક કાળે નટવા સાથે બેનાતટ નગરે ગયો. ત્યાંના રાજાને પોતાની કળા દેખાડવા સારુ વાંસ ઉપર ચઢી અનેક તરેહની રમત રમવા લાગ્યો, જ્યારે નીચે નાટકીયાની પુત્રી વાંસની પાછળ ઊભી રહી ગીત ગાતી ગાતી ઢોલ વગાડતી હતી. એટલામાં રાજા તે નટની પુત્રીનું રૂપ દેખી મોહ પામ્યો; તેથી તે મનમાં વિચારે છે કે-' આ નટવો વાંસ ઉપરથી જો નીચે પડી મરણ પામે તો આ નટડીને હુ મારા અંતઃપુરમાં લઇ જાઉં. ' હવે ઇલાપુત્રે વાંસ ઉપરથી ઉતરીને રાજાને સલામ કરી દાન માગવા માંડ્યું ત્યારે રાજાએ કહ્યું કે ' તારું નાટક બરાબર મે જોયું નહિ, માટે તું ફેરીથી વાંસ ઉપર ચડ. ' એમ ત્રણ વાર તેને નાટક કરવા રાજાએ વાંસ પર ચડાવ્યો. એવા અવસરે એક મુનિરાજે આહારને વાસ્તે કોઇ એક ભાગ્યવંત શેઠને ઘેર આવી ધર્મલાભ દીધો ત્યારે તે શેઠની રંભા સરખી રૂપવંત સ્ત્રી સર્વ શણગારથી શોભિત હતી તે ઊઠીને રૂડા ભાવથી સાધુને વંદના કરી મોદકનો થાલ ભરી વ્હોરાવે છે, અને સાધુ પણ નીચી દૃષ્ટિ રાખી આહાર વ્હોરે છે; પરંતુ તે સ્ત્રીની સામે લેશમાત્ર નજર કરતા નથી. આવું મહામુનિરાજનુ સ્વરૂપ

પત્ર ઉપર ચોટેલા ઇલાપુત્રે જોયુ ત્યારે પોતે મનમાં વિચા
રવા લાગ્યો કે 'અહો ! હું મોહજાળમા પડ્યો, પણ મારો તો
મેરે અથ સર્યો નહિ,' આમ વૈરાગ્ય આણી અનિત્યભાવના
ભાવતો ઘાતીકર્મનો ક્ષય કરી વાસ ને વાસ ઉપર કેવળજ્ઞાન પામ્યો
ના વખતે દેવતાએ કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. વાસની લાકડીનુ
સિંહાસન બની ગયુ આવુ દિવ્ય સિંહાસન જોઇ રાજાદિક નટવા
દી સર્વ પ્રતિબોધ પામ્યા. આ રીતે પરિજ્ઞા-સામાયિક પર
ઇલાપુત્રનુ દૃષ્ટાંત

૯ પ્રત્યાખ્યાન સામાયિક પર તેતલીપુત્રનુ દૃષ્ટાંત

તેતલીપુર નગરમા કનકકેતુ નામે રાજા હતો. તે રાજા રાજ્યના લોભથી
પોતાને જેટલા પુત્ર થાય તેને તરતજ મારી નાખતો હતો. આ
જાને તેતલીપુત્ર નામે મહેતો હતો તેને પોટિલા નામે ઘણી
ય સ્ત્રી હતી એકદા પોતાની પોટિલા સ્ત્રીને અણમાનીતી કરી
ી તેને બોલાવે-ચલાવે નહિ એક દિવસે તેને ઘેર કોઇ સાધ્વી
હારને અર્થે આવ્યા ત્યારે તે સ્ત્રીએ કહ્યુ કે-'હે સાધ્વીજી!
ભર્તારને વશ કરવાનો ઉપાય બનાવો.' સાધ્વીજીએ કહ્યુ
સેવન કરો જેથી તમારા મનોરથ ફળશે.' પોટિલાએ
રથી વિરક્ત થઇ વૈરાગ્ય પામી પોતાના સ્વામી પાસે દીક્ષા
ની આજ્ઞા માગી ત્યારે તેણીને મહેતાએ કહ્યુ કે- તુ
સાધુપણુ પાળી દેવતાની ગતિ પામી જો મને પ્રતિબોધ દેવા
આવે તો હું દીક્ષા લેવાની તને આજ્ઞા આપુ,' પોટિલાએ
તે કબૂલ કર્યુ દીક્ષા લઇ પંચમહાવ્રત આદર્યા એવી રીતે શુદ્ધ
મનથી ચારિત્ર પાળી સમાધિથી કાળધર્મ પામી દેવતાપણે
ઉપજી હવે મહેતાએ રાજાની રાણી સાથે મળીને રાજાના એક
પુત્રને જન્મથીજ છાનો રાખ્યો અને તેને પોતાને ઘેર
મોટો કરી સર્વ કળા શીખવી હોશિયાર કર્યો. આમ કરતાં

કેટલેક દિવસે તે કનકકેતુ રાજા મરણ પામ્યો. તે વખતે મહેતાએ કનકધ્વજ કુમારને રાજગાદીએ બેસાડ્યો અને રાજકાજ સર્વ પોતાના હાથમાં લીધું. અહીં રાજકાજમાં મગ્ન થયો થકો તે મહેતો ધર્મ કરવાની વાત ભૂલી ગયો. તે અવસરે પોટિલાનો જીવ જે દેવપણે ઉપજ્યો હતો તેણે મહેતાનું એવું સ્વરૂપ જોઇને પ્રતિબોધવા સારૂ રાજાદિક સર્વ લોકનું મન મહેતા ઉપરથી ઉતારી નાંખ્યું. પ્રભાતે મહેતો રાજાની સભામાં ગયો. રાજાને સલામ કરી ત્યારે રાજાએ મોઢું આડું ફેરવ્યું, તેથી સભામાં કોઇએ પણ મહેતાને બોલાવ્યો નહિ. તે જોઈ મહેતાએ જાણ્યું કે–'આજ મારી ઉપર રાજા રીસાયો છે.' પછી પોતાને ઘેર આવીને મરવાના અનેક ઉપાય કરવા માંડ્યા પણ દેવતાએ સર્વ નિષ્ફળ કરી નાંખ્યા ત્યારે તે મનમાં વિલખો થયો. તે વખતે દેવતા પ્રગટ થઇને તેને કહેવા લાગ્યો કે 'અરે મહેતા ! સંસારનું સ્વરૂપ એવું છે, કોઇ કોઇનું નથી. સૌ કોઇ સ્વાર્થનાં સગાં છે.' ઇત્યાદિ દેવતાનાં વચન સાંભળી પ્રધાન પ્રતિબોધ પામ્યો. દેવતા પોતાને સ્થાનકે ગયો. મહેતાએ પણ સંસાર અસાર જાણી સર્વ ઋદ્ધિ છાડીને દીક્ષા લીધી. સાધુપણું પાળતાં દુષ્કર તપ કરી સર્વ પાપ ટાળી કેવળજ્ઞાન પામ્યા આ રીતે પ્રત્યાખ્યાન એટલે પરિહરવા યોગ્ય વસ્તુનો ત્યાગ કરવારૂપ સામાયિક પર તેતલીપુત્રનું દૃષ્ટાંત.



# જૈનધર્મનીતિ

સવાલ—નીતિ એટલે શું ? અને તેનો ધર્મની સાથે શો સબંધ છે ?

જવાબ—નીતિ એટલે શાસ્ત્ર અને ઘણા યુગો અનુભવથી ઘડવામાં આવેલો જગતમાંને કલ્યાણકારી ઉત્તમ માર્ગ. આ માર્ગ નિષ્પક્ષ રીતે અને સર્વ મનુષ્યોને પ્રિય હોય છે તથા સર્વ ધર્મોમાં તે માન્ય હોય છે. નીતિ એ ધર્મનો પાયો છે અને ધર્મ તે એના પર ચણેલી ઇમારત છે અથવા નીતિ એ શરીર જ અને ધર્મ એ તેની બન્ને બાજુ જળી દીપેલો કઠોર છે. નીતિ વિનાનો ધર્મ નકામો થઇ પડે છે.*

સવાલ—નીતિમાન અને અનીતિમાન શબ્દ કયા અને તે આપણે કેવી રીતે જાણીએ ?

જવાબ—પવિત્ર મહાત્માઓના ઉપદેશથી તથા આપણી વિચાર કરવાની શક્તિથી તેમજ આપણા અંતઃકરણની મદદથી આપણે નીતિ અને અનીતિ વચ્ચે વિવેક કરી શકીએ. એ દોરવું જાણવામાં તો આપણને જેવું શીખવવામાં આવે તેવું વર્તન આપણે રાખવું જોઇએ. જ્યારે આપણે મોટા થઈશું ત્યારે કેટલાક કાર્ય નીતિમાન તથા કેટલાક અનીતિમાન કેમ છે તે વધારે સારી રીતે સમજી શકીશું અને કેટલીક બહેતરી વાતો તો હમણાં પણ આપણે સમજી શકીએ છીએ.

---

* "Morality is the mathematics of religion."

સવાલ—નીતિ પાળવાથી શો લાભ થાય છે ?

જવાબ—નીતિ પાળવાથી આપણી પોતાની, આપણા ધર્મની, આપણા દેશની તથા આપણી પ્રજાની ઉન્નતિ થઇ શકે છે. જે પ્રજા નીતિથી ભ્રષ્ટ થાય છે તે અહીંઆ પણ દુઃખી થાય છે અને પુનર્જન્મમાં વિશેષ દુઃખી થવાની એમ સમજવું.

સવાલ—જગતનું કલ્યાણ સાધી શકાય તેટલા માટે પવિત્ર મહાત્માઓએ કયા અતિસુગમ નિયમ આપ્યા છે ?

જવાબ—(૧) જે આપણને નહી ગમે તે બીજા પ્રત્યે પણ નહી કરવું (૨) જે આપણને ગમતું હોય તેવું જ બીજા પ્રત્યે વર્ત્તન રાખવું (૩) બીજાએ આપણું ભૂંડું કર્યું તો પણ આપણે તેનું ભલું જ કરવું. જે કોઇ છોકરા કે છોકરી આ નિયમો પાળશે તે અવશ્ય નીતિમાન થશે.

સવાલ—આ નિયમ બાબત વધુ સમજ પાડવી જરૂરી છે માટે પહેલો નિયમ સમજાવો.

જવાબ—કોઇ આપણને મારે કે દુઃખ આપે તે આપણને ગમતું નથી. કોઈ આપણી નિંદા કરે કે આપણને ગાળો ભાંડે તો તે આપણને ગમતું નથી. ત્યારે પહેલા નિયમ પ્રમાણે આપણે કોઇને મારવું કે દુઃખ આપવું નહી, કોઇની નિંદા કરવી નહીં, કોઇને ગાળો ભાંડવી નહીં, કોઈનું અપમાન કરવું નહીં અને કોઇની સાથે દગો કે લુચ્ચાઇ કરવી નહીં. આ પ્રમાણે તમામ વાત જાણી લેવી.

સવાલ—બીજો નિયમ સમજાવો.

જવાબ—બીજા આપણને સુખ આપે, મીઠાં વચન કહે અને આપણી સંઘાતે માયાળુપણાથી વર્ત્તે તો આપણને તે

ગમે છે, એટલે બીજા નિયમ પ્રમાણે બીજાને સુખ દેવુ, તેની સાથે મીઠા વચન બોલવા તથા તેની સાથે માયાળુપણે વર્તવુ

સવાલ—ત્રીજો નિયમ સમજાવો

જવાબ—ત્રીજા નિયમ પ્રમાણે જ્યારે કોઇ આપણા તરફ ...ે થાય ત્યારે આપણે તેના તરફ ક્ષમા રાખવી અને ...ાયથી જવાબ આપવો. તેમજ કોઇ આપણી સાથે નિર્દયતાથી ... તો પણ આપણે તેની સાથે પ્રેમભાવથી વર્તવુ ... તમામ બાબતો વિષે સમજી લેવુ ...મજ કહેવાનુ છે કે દોરનો બદલો ટકામાં કહીએ તો ...ણુથી લેવો, એમ કર્યાથી જ આપણે નિર્દોષી રહી સામાને ...દોષી કરી શકીએ. ક્રોધીની સામે ક્રોધી થવાથી બેવડો ક્રોધ ... છે, માટે ભૂંડાની સાથે પણ ભલા થઇ વર્તવુ એમાં જ ...ભરી મોટાઇ છે

સવાલ—ઉપરના ત્રણે નિયમો પ્રમાણે ફક્ત મનુષ્યની સાથે જ પ્રેમભાવ રાખવો કે કેમ ?

જવાબ—ના. આ જગત્માના તમામ પ્રાણીઓ તરફ એ જ ત્રણ નિયમો પ્રમાણે વર્તવુ

સવાલ—આ ત્રણે નિયમો પ્રમાણે વર્તવુ બહુ કઠણ છે ખરુ કે નહિ ?

જવાબ—નીતિએ વર્તવુ એ ખરુ તપાસીએ તો સુગમ ...મ છે અને અનીતિએ વર્તવુ એ જ મુશ્કેલ કામ છે, પરંતુ જ્યારે માણસ કામ ક્રોધના વિકારોને વશ થઇ વિવેકહીન બની રહે છે ત્યારે તેને નીતિના નિયમો પાળવું કઠણ લાગે છે અને અનીતિ સહેલી લાગે છે, માટે નીતિને પાળવા અર્થે અનીતિથી ચેતતા રહેવાની ખાસ જરૂર છે

પતિના હુકમને માન્ય રાખવો જોઇએ, પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઈએ, એમ પતિવ્રતા ધર્મ સાચવવો જોઇએ.

સવાલ—જાનવરો તરફ આપણી શી ફરજ છે?

જવાબ—જાનવરોને આપણે મારવા નહિ. તેઓ આપણા કબજામાં હોય તો તેમનાં ખાવાપીવા સંબંધી સંભાળ લેવડાવવી. તેમના બચ્ચાં થાય તો તે ઉછેરી મોટાં થાય તેમ સંભાળ રાખવી અને જનાવરના ગજા કરતાં વધુ કામ તેની પાસેથી લેવરાવવું નહીં.

સવાલ—આપણા સાધર્મી ભાઇઓ તરફ આપણે કેમ વર્ત્તવું?

જવાબ—આપણા ધર્મપિતા શ્રીમહાવીર ભગવાન છે અને આપણે તો તેમના પુત્ર-પુત્રીઓ છીએ માટે આપણા સગા ભાઇ-બહેનો તરીકે તેમને ગણવા એટલું જ નહિ પણ સંસારના સગપણ કરતાં ધર્મસગપણ ભવોભવનું હોવાથી આપણા ભાઇ-બહેનો કરતાં તેઓને વધારે ચાહવાં.

સવાલ—આખા જનસમાજ તરફ આપણી શી ફરજ છે?

જવાબ—જનસમાજમાં સત્યનો પ્રકાશ અને શાંતિ જળવાય તેવી ઇચ્છા હમેશાં રાખવી જોઇએ. અને આ ઇચ્છાને અનુસરી આપણે મન, વચન અને કર્મથી આપણું વર્ત્તન પવિત્ર રાખી જનસમાજને આનંદકર્ત્તા થવું જોઇએ.

સવાલ—આપણા ધર્મ તરફ આપણી શી ફરજ છે?

જવાબ—આપણા ધર્મ પર પૂર્ણ ભાવ રાખી તેમાં રહેલી ઉત્તમ શિક્ષાઓ માન્ય રાખવી જોઇએ. ધર્મની ખરી ખૂબીઓ શોધીને તેમને પ્રકાશમાં લાવવી જોઇએ.

સવાલ—આપણા દુશ્મનો તરફ આપણી શી ફરજ છે?

જવાબ—દુશ્મનોનું પણ આપણે ભલું ચહાવું જોઇએ તેઓ આપણી સાથે સલાહ કરવા ઇચ્છે તો તેમને માફી બક્ષવી જોઇએ અને તેમની નિંદા કે અદેખાઇથી દૂર રહેવું જોઇએ.

સવાલ—આ ઉપરાંત બીજી આપણી નીતિ સબંધી શી ફરજો છે ?

જવાબ—આપણે હમેશાં (૧) સાચું બોલવું (૨) પ્રમાણિક રહેવું,(૩)સુશીલ થવું (૪)ઉદ્યોગી બનવું (૫)વિનયનમ્ર થઇ વર્તવું (૬) ગુણગ્રાહી થવું,(૭)ધૈર્યવાન થવું (૮)પવિત્ર મન રાખવું (૯)સલાહ સંપથી રહેવું,(૧૦) ગંભીર થવું, (૧૧) ઉદાર થવું,(૧૨) આનંદી રહેવું,(૧૩)સાવધાન થવું (૧૪)ચતુરતા મેળવવી,(૧૫) ક્ષમાવાન થવું અને (૧૬) ઉદ્યમી થવું—એ નીતિની મુખ્ય શિક્ષાઓ છે ટુંકામાં કહીએ તો જેટલા સદ્ગુણો છે એટલા નીતિના પાઠ છે

સવાલ—જૈન ધર્મમાં નીતિનું પ્રતિપાદન શી રીતે કરેલું છે ?

જવાબ—જૈન ધર્મમાં નીતિને સામાન્ય ધર્મ તરીકે જણાવેલ છે સામાન્ય ધર્મ એટલે કે સર્વે ધર્મોમાં કબૂલ રખાયેલા સિદ્ધાંત કે નીતિ

સવાલ—નીતિ અને ધર્મ એક છે કે જુદા ?

જવાબ—નીતિને કાયમ રાખી ધર્મ કંઇક આપણને વધુ શ્રદ્ધા વધુ જ્ઞાન અને વધુ શાંતિ આપીને વધુ સુખ તરફ દોરે છે નીતિ પહેલું પગથિયું છે ધર્મ તેની ઉપરનું પગથિયું છે

## યાત્રાર્થે આવતા દરેક યાત્રાળુને
# અગત્યની સૂચના

"અન્ય સ્થળે કરેલું પાપ તીર્થસ્થાને વિવેકવડે છૂટે છે. પરંતુ અવિવેકતાથી તીર્થસ્થાનમાં કરેલું પાપ વજ્રલેપ જેવું નિકાચિત થાય છે."

૧. શત્રુંજય, ગિરનાર, આબૂગઢ, સમેતશિખર કે પાવાપુરી, ચંપાપુરી વિગેરે પવિત્ર સ્થળોની જાત્રા કરવાના રસિક ભાઈ-બહેનોએ કોમળ પરિણામ રાખીને જાત્રાનો લાભ લેવા આવતા બીજા જાત્રાળુઓની પણ યોગ્ય સગવડ સાચવવા ભૂલવું નહિ.

૨. આપણે જાતે થોડું ઘણું કષ્ટ (સંકડાશ) સહન કરીને પણ સામાની સગવડ સાચવી લેવી, એ નિઃસ્વાર્થ સેવાનો લાભ સુજ્ઞ ભાઇ-બહેનોએ જરૂર લેવો.

૩. રેલ્વેમાં, ગાડામાં તેમજ ધર્મશાળામાં એ રીતે આપણે ઘણો લાભ ઉઠાવી શકીએ.

૪. ઘરે મેમાન-પરોણાની સેવા—ચાકરી કરીએ તેથી અધિક સેવા-ચાકરી યાત્રિકોની કરવી ઘટે.

૫. મુકામેથી યાત્રાર્થે નીકળ્યા ત્યાર પછીથી કોઇ પશુ (ઘોડા, બળદ પ્રમુખ)ને પણ ત્રાસ આપવો ન ઘટે. ખુલ્લાં અણવાણે પગે ચાલતાં જાત્રા કરવાનું ફળ ન વર્ણવી શકાય એટલું બધું કહ્યું છે તે મોજશોખની ધૂનમાં સુખશીલતાથી

૧૩. યોગ્યતા મેળવ્યા વગર વસ્તુધર્મની પ્રગતિ થઇ શકતી નથી તેથી ઉત્તમ પ્રકારની ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ અને ઉદારતાદિકવડે સુયોગ્યતા મેળવવા ચૂકવું નહિ. રૂડી યોગ્યતા પામેલો જીવ ચિંતામણિ રત્ન જેવો ધર્મ સ્હેજે પામી શકે છે.

૧૪. કોઇ બાતનું દુર્વ્યસન પવિત્ર તીર્થને ભેટી જલ્દી દૂર કરી દેવું. પવિત્ર તીર્થને ભેટી તપ-જપ-જ્ઞાન-ધ્યાન-વ્રત-પચ્ચખાણ કરવાનું વ્યસન તો જરૂર કાયમ રાખવું.

૧૫. તીર્થમાં જંગમ તીર્થરૂપ સદ્‌ગુણી સંત-મહાત્માદિકનો સમાગમ કરી દોષ માત્ર દૂર કરવા. તેમની સ્વાર્થ વગરની હિતશિક્ષાને જરૂર અનુસરવું.

૧૬. મન, વચન અને કાયાથી સઘળી શુદ્ધિ સાચવી, સહુનું શ્રેય થાય એવું આપણી આસપાસ શુદ્ધ વાતાવરણ બનાવી દેવું જેથી શીઘ્ર સ્વ-પરકલ્યાણની સિદ્ધિ થાય.

૧૭. શત્રુંજય તીર્થરાજ જેવા સર્વોત્તમ સ્થાનમાં બીજી ખટપટ તજી શાંતિથી રહેનાર સ્વહિત સાધી શકે છે. અંતરલક્ષથી જયણા (જીવદયા) સહિત પગપાળે એક પણ યાત્રા જેવી લાભદાયી થાય છે તેવી જયણા રહિત ઉપયોગશૂન્યપણે અનેક યાત્રાઓ પણ લાભદાયક થઇ શકતી નથી; તેથી થોડી કે ઘણી યાત્રા કરવા ઇચ્છતા સહુએ જરૂર જયણા સાચવવી.

૧૮. જયણાપૂર્વક સાતે શુદ્ધિ સાચવીને યાત્રાર્થે જતાં, વિકથાદિક પ્રમાદ સેવવો નહિ. વિકથાથી તો પોતાનું તથા પરનું પણ બગાડે છે તેથી હૃદયમાં શ્રી ગિરિરાજના ગુણનું સ્મરણ કરતાં કરતાં વધતા શુભ પરિણામ ઉપર ચડવું.

૧૯. ધર્મનું મૂળ વિનય હોવાથી નમ્રતા રાખી ચાલવું. યાત્રાર્થે જતાં દેહનું દમન કરવું. ખાસ મોટી માંદગી વિગેરે

ાલે ડોળી કરી તેમા બેસીને જવા કરતા ખુલ્લા પગે
ચાલીને જ, બીજા કોઈને તકલીફ આપ્યા સિવાય યાત્રા કરવી.
પ્રભુપૂજા, ચૈત્યવદનાદિક વખતે પણ વિનય ગુણ વિસરી જવો
નહિ સદ્દગુરુ સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા વિગેરેનુ યથાયોગ્ય
માન સાચવવુ

૨૦ તીર્થજળ પવિત્ર હોવાથી તેને ઉષ્ણુ કરી કે કરાવી સ્નાન
કરવા કરતાં તે શુદ્ધ જળથી જ જયણાપૂર્વક સ્નાન કરી પ્રભુ
પૂજનમા પ્રવૃત્ત થવુ યુક્ત-પ્રમાણુ છે

૨૧ યાત્રા-પૂજાદિમા ભાઈઓએ તેમજ બહેનોએ બરાબર
પોતપોતાની મર્યાદા સાચવવાની સભાળ રાખવી એક જ સ્થળે
પૂજન વિગેરે કરતાં મર્યાદા જળવાય નહિ તો બીજા સ્થળે ભાવ
સહિત પ્રભુભક્તિ કરી લેવી યુક્ત લેખાય.

૨૨. ડુગરપૂજા કરવા જતા માગમા જ પગથિયા ઉપર
પુષ્પાદિક ચઢાવવા કરતાં ખાસ નિયમિત સ્થળોએ કે ડુગરમાંની
કોઈ અલાયદી શિલા ઉપર પુષ્પાદિક ચઢાવવા યુક્ત છે તેવે
પ્રસગે નજરે પડતી અશુચિ વિગેરે આશાતના દૂર કરવા-
કરાવવા પૂરતુ લક્ષ રાખવુ

૨૩ સ્નાન કરતી વખતે પહેરવાનુ વસ્ત્ર પોતપોતાનુ અલાયદુ
રાખવુ તેમજ તેવા વસ્ત્રથી બીજુ અગ નહિ લુછતાં,
અલાયદા અગુછા ( ડુવાલ ) વિગેરેથી જ શરીર સાફ કરવુ,
એમ કરવાથી શરીરની આરોગ્યતા જળવાશે અને થતી
આશાતના પણ દૂર થઈ શકશે આ બાબત સબધી સમજુ
ભાઈ-બહેનોએ ઉપેક્ષા કરવી નહિ

૨૪ પ્રભુ પાસે ધરવા માટે ફળ, ફૂલ વિગેરે જે ઉત્તમ દ્રવ્ય
જ્યાનાં હોય તે જેમ તેમ અનાદરથી લઈ જવા નહિ

કેટલાક મુગ્ધ યાત્રાળુઓ શ્રીફળને ચોટલીથી ઝાલી લઇ જતા જોવામાં આવે છે તે રીતિ અનુચિત છે. શ્રીફળ આદિક આદર સહિત બે હાથમાં અથવા થાળ પ્રમુખમાં રાખીને જ લઇ જવું ઉચિત છે.

૨૫. યાત્રાર્થે જતાં ઉપર માગમાં કોઇ પણ પ્રકારે અશુચિ પ્રમુખ આશાતના આપણાથી ન થાય એવી સંભાળ રાખવી.

૨૬. યથાશક્તિ પોરિસી પ્રમુખનું પચ્ચખ્ખાણ કરીને જ ઉપર ચડવું, કેમકે અત્રે કરેલું નાનું પણ પચ્ચખ્ખાણ મહાન લાભ આપે છે.

૨૭. આ ક્ષેત્રમાં હરેક રીતે સીદાતા સાધર્મી ભાઇઓને વિવેક સહિત સહાય આપી ધર્મમાર્ગમાં જોડવા પ્રયત્ન કરવો.

૨૮. દેહ ઉપરની માયા ઓછી કરી, સુખશીલપણું તજીને અહીં સ્વશક્તિ અનુસાર દાન, શીલ, તપ અને ભાવરૂપ ધર્મનું સારી રીતે સેવન કરવું. આ પુણ્યક્ષેત્રમાં વિવેકથી કરેલી ધર્મકરણી મહાલાભકારી થાય છે.

૨૯ પ્રતિદિન બનતાં સુધી જયણાપૂર્વક ( જીવની વિરાધના ન થાય તેવી સંભાળથી ) એક જ યાત્રા કરવી. મ્હોટા પર્વ દિવસે બીજી યાત્રા કરવા ઇચ્છા થાય તો તે બહુ સ્થિરતાથી જયણાપૂર્વક વિધિયુક્ત જ કરવી.

૩૦ કેટલાક અણસમજુ ભાઇઓ દેરાસર કે દેરી વિગેરેની ભીંતો ઉપર પેન્સીલ કે કોયલાવની પોતાના નામ લખી કે ગમે તેવા ચિત્ર કાઢીને ભીંતોને કાળી કરી આશાતના કરે છે. આવી રીતે પોતાનું નામ અમર કરવાને ઇચ્છતા મુગ્ધજનો પોતાનાં નામ ઉપર તીર્થની આશાતનારૂપ મશીનો કુચડો ફેરવે છે; તેથી સમજુ માણસોએ તેમ નહિ કરતાં તેવું કરનાર શખ્સોને પણ સમજુતી આપવા પ્રયત્ન કરવો.

૭૧ કેટલાક યાત્રાળુઓ બહુ અંધારામાં પહેલો યાત્રાર્થે જાય છે તેમ નહીં જતા, સારી રીતે અજવાળું થયા બાદ જયણા સહિત પગે ચાલીને યાત્રા કરવી.

૭૨ કેટલાક યાત્રાળુઓ ખાસ કારણ વગર ડોળી કરે છે તેથી તેમના નિમિત્તે ડોળીવાળાઓ ડુંગર ઉપર કેટલીક જાતની આશાતના કરે છે તે સંબંધી વિચાર કરી, સમજુ માણસોએ તેવી અવિધિ આશાતના તજીને જ બનતા સુધી યાત્રાનો લાભ લેવો, ગતાનુગતિકતા તો ન જ કરવી.

૭૩ યાત્રાર્થે આવેલા ભાઈ-બહેનોએ પ્રભુપૂજા, ગુરુવંદન, અનુકંપા (પ્રાણીદયા) સુપાત્રદાન, ગુણાનુરાગ અને શાસ્ત્રશ્રવણરૂપ પોતાના નિત્યકૃત્ય વિસારી નહિ દેતાં તે નિયમસર સેવવા.

૭૪ અહીં સદા સાધર્મિક જનોની બની શકે તેટલી સેવા-ભક્તિવડે આરાધના કરવી, પરંતુ તેની કોઈ રીતે વિરાધના તો ન જ કરવી.

૭૫ તીર્થભક્તિ માટે જેટલું તન મન ધનથી કરાય તેટલું ઓછું જ છે એમ સમજી જે કંઈ યથાશક્તિ કરવામાં આવે તેનો ગર્વ કરવો નહિ પણ પૂર્વ મહાપુરુષોનાં દૃષ્ટાંત લઈ સ્વલઘુતા જ ભાવવાનું લક્ષ રાખવું.

૭૬ મન વચન કાયાથી કોઈપણ જાતના પાપમાં પ્રવૃત્તિ ન થાય તેવી કાળજી રાખવી કોઈપણ નબળી સંગતથી અલગ રહેવું સર્વ જીવને આપણા આત્મા સમાન લેખી શુદ્ધ દયાની લાગણી રાખવી અને પરિણામની વિશુદ્ધિ કરવી.

૭૭ કોઈને કંઈ-કઠોર કે મર્મ વચન કહેવું નહિ મિષ્ટ, પ્રિય અને હિત વચન જ વદવું ગમે તેવા પ્રસંગમાં પણ અહિતકારી અસત્ય અને અપ્રિય વચન ન જ બોલવું.

નાહક વીર્યનો વિનાશ કરવાવડે શરીર કમજોર થઇ જાય છે, એમ સમજી ઉક્ત અનાચરણોથી સહુએ સદંતર દૂર રહેવા લક્ષ રાખવું, તેની ઉપેક્ષા કરવી નહી.

૮. આવકના પ્રમાણમાં જ ખર્ચ રાખવું અને બિનજરૂરી ખર્ચ કમી કરી બચેલા નાણાનો સદુપયોગ કરવા-કરાવવા પૂરતું લક્ષ્ય જાતે રાખવું અને સ્વજનો પાસે રખાવવું.

૯. શુભ-ધર્માદા ખાતે ખર્ચવા કાઢેલી રકમ વગરવિલંબે વિવેકથી ખર્ચી દેવી; કારણ કે સદાકાળ સહુના સરખા શુભ પરિણામ ટકી રહેતા નથી, વળી લક્ષ્મી પણ આજે છે અને કાલે નથી માટે કાલે કરવું હોય તે આજે જ કરવું.

૧૦. જ્ઞાનદાન સમાન કોઇ ઉત્તમ દાન નથી એમ સમજી સહુએ એ કાર્યમાં યથાશક્તિ સહાય કરવી અને તત્ત્વજ્ઞાનનો ફેલાવો થાય તેવો પ્રબંધ કરવો; કેમકે શાસન ઉન્નતિનો આધાર તત્ત્વજ્ઞાન ઉપર અવલંબી રહેલો છે.

૧૧. આપણા જૈન ભાઇ-બહેનોની અત્યારે ઘણા ભાગે કળાકૌશલ્યની ખામીથી, પ્રમાદ આચરણથી, અગમચેતીપણાના અભાવથી અને નાતવરા વિગેરેમાં નકામા ખર્ચ કરવાની કુરૂઢીથી જે દુઃખભરી હાલત થવા પામી છે તે જલ્દી દૂર થાય તેવી તાલીમ ( કેળવણી ) દેશકાળને અનુસારે ઉછરતી પ્રજાને આપવા દરેક યોગ્ય સ્થળે ગોઠવણ કરવાની હવે ખાસ જરૂર છે.

૧૨. વીતરાગ પ્રભુનો પવિત્ર ઉપદેશ આખી આલમને ઉપકારક થઇ શકે એવો હોવાથી તેનો જેમ અધિક પ્રસાર થવા પામે તેમ સહુએ પ્રયત્ન કરવો. જગદ્‌ગુરુ જિનેશ્વર ભગવાને ફરમાવેલી દશ શિક્ષાનું રહસ્ય એ છે કે—

( ૧ ) શાસનરસિક જનોએ સહુ કોઇ જીવોનું ભલું કરવા કરા-

કરવો, ઇયળ-ભ્રમરીના દૃષ્ટાંતે પરમાત્મચિન્તવનવડે સાથે એકતા કરી સ્વરૂપમગ્ન થવું.

૧૩. ક્લેશ, કુસંપ, વેર, વિરોધ, ઇર્ષા, અદેખાઇ, નિંદા, ચુ વિગેરે વિકારોને મહાદુઃખદાયક જાણી સહુએ અવશ્ય પરિહર

૧૪. કુસંગથી આદરી દીધેલા ખોટા રીતરિવાજોને હ કર્ત્તા જાણી દૂર કરવા-કરાવવા પૂરતું લક્ષ્ય રાખવું.

૧૫ કોઇ રીતે સીદાતા ( દુ:ખી થતા ) સાધર્મીજનોને સ રીતે સહાય આપી અપાવીને ઠેકાણે પાડવા સદા લક્ષ્ય રાખ

૧૬. માતા, પિતા, સ્વામી અને ગુરુમહારાજનો આ ઉપર થયેલો અનહદ ઉપગાર સંભારી, કાયમ સ્મરણમાં રા તેમનું હિત કરવાની સોનેરી તક મળે ત્યારે તે ગુમાવવી ન દ્રવ્યથી અને ભાવથી બની શકે તેટલી તેમની સેવા, ભ જરૂર કરવી.

૧૭. કોઇએ કંઇ કસુર કરેલી જાણી તેનો તિરસ્કાર કર બદલે તેની ભૂલ શાંતિથી સમજાવી સુધરાવવી વધારે હિતકારી

૧૮. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને નિજ લક્ષમાં રા નમ્રતાથી ઉચિત પ્રવૃત્તિ કરનાર સુખે સ્વપરહિત સાધી શકે

સૌ કોઇ આ અમૂલ્ય સૂચનાઓનો અમલ કરશે તો તેઓ અ સમયમાં અને અલ્પ પ્રયાસે અમૂલ્ય લાભ મેળવી શકશે ઇચ્છી, પ્રાર્થી નિજ આશય દાખવીને વિરમું છું. સ. ક.

